# પ્રેમ પદ્ય

## અંક ત્રીજો. ગુજરાતીમાં

## સ્ત્રી શિક્ષણ

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

ઠા૦ પ્રેમજી ખેતસિંહ ક.





હરીગીત છંદ

ફરી સકળ જે છે કરમ કેરાં સહુન કરવા ભાળમાં.
લખશે વિરંચી જો કદી તે સહીશ હું ધારી ક્ષમા;
મુરખા અદેખાના પડે ધરવું કવિત્વજ હાથમાં,
લખતો નહી લખતો નહીં લખતો ન તેવું લલાટમાં.

મુંબઈ:

પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં ફ. પા. ખંભાતાએ છાપી.

સંવત ૧૯૩૮, સને ૧૮૮૨.

કિંમત બે આના

૨૫૫૮

# અર્પણ પત્ર

કપોળ શુભેચ્છક સભા

મારી વ્હાલી બેન

આપણી આરય સ્ત્રીને કેળવવા વિશેનું (તેમાં વિશેષ
કરી તારી સ્વજ્ઞાત બેનોને કેળવવાનું) તારૂં સ્તુત્ય
વલણ જોઇ, અને તારો ને મારો આ પુસ્ત
કદ્વારાએ જે પવિત્ર સંબધ થયો તેથી,
તથા તારા સ્વજ્ઞાત બંધુઓ જે
મારા ઉપર અપુર્વ પ્રેમ રા-
ખેછે તેટલા માટે આ મા
રૂં નાનું સરખું પુસ્ત
ક તને હું માન પુ
ર્વક અર્પણ ક
રૂં છઉં

હું છઉં તારી વૃધ્ધી ઇચ્છનાર બંધુ

ડા. પ્રેમજી ખેતસિંહ ક.

# પ્રસ્તાવના.

આ મારૂં નાનું સરખું પુસ્તક આરયોની સેવામાં મુકવાનો મારો હેતુ સોછે તે સમજાવવું મને સ્લાધ્ય લાગેછે.

સ્ત્રી કેળવણીનો વિષય ઘણો કાળ થયા પૃથ્વિના સઘળા ભાગ ઉપર ચરચાયા કરેછે, છતાંએ તે પોતાના પૂર્ણ રૂપમાં કેમ પ્રકાશતો નથી, તેનું કારણ માત્ર ખોટો વ્હેમછે. આરયો ઉંઘમાંથી ઉઠો, વ્હેમ વિદારો, ને જુના પુસ્તકો જુઓ, કે પુર્વે સ્ત્રીઓ ભણેલી હતી કે નહી પરતું અદેખા વ આપમતલબીઆ લોકોનું સાંભળી બીચારી નિર્દોષ અબળાને અભણ રાખી તેનુ જીવતર ધુળધાણી ન કરો. જુઓ વેદમાં કહ્યુંછે કે "अर्धोवाएषआत्मनः पत्नीं એટલે પુરૂષ અને સ્ત્રી એ મનુષ્યના બે સમાન ભાગછે. જયારે બન્ને ભાગ સમાનછે, ત્યારે એ બન્નેનો હક પણ એક સરખોછે; એમાં કાંઇ ન્યુનાધિક સમજવું નહીં. જેવી રીતે પુરૂષે વિદ્યા ભણી સદગુણી થવું તેવી રીતે સ્ત્રીએ પણ થવું જોઇએ. જુઓ આ શ્લોકમાં શું કહ્યુંછે."पुराणंधर्म शास्त्रंचा ध्यतव्यं प्रयत्नतः॥विद्याहिनं वृथाजन्म स्त्रीणांचै व वृथोदितः॥ એટલે પુરાણો તથા ધર્મ શાસ્ત્ર શિખવામાં શ્રમ પડતો હોય તોપણ સ્ત્રીઓએ શિખવું તો જોઇએજ; કારણકે વિદ્યા વિના સ્ત્રીનો જન્મ કેવળ વૃથાછે. આ શ્લોક ઉપરથી સાફ સમજાયછેકે સ્ત્રીઓને શિખવવી જોઇએ. વળી વેદમા કહ્યુંછે કે " पत्नि वाचयती એટલે પ્રસંગ પડયો હોયતો સ્ત્રીઓએ વેદના મંત્ર પણ ભણવા. વળી સ્ત્રીને કેવી કહીછે તો કે कार्येषु मंत्री कार्यने વિશે સંમતી આપવામાં સ્ત્રી મંત્રીના જેવીછે. હવે વિચારો કે જે રાજ્યમાં મંત્રી મુર્ખ તે રાજ્યમાં સુધારાની આશા શી? સંસ્કૃતમાં એક વાકયછે કે "यथा राजा तथा प्रजाते પ્રમાણે આપણી ઉપર મુસલમાનોનું રાજ્ય હોવાને લીધે તેઓ જેમ પોતાની સ્ત્રીને પડદામાં ઘોંધી રાખતા હતા તેમ આપણને પણ કરવાની ફરજ પડી, અને તેથીજ આ ચાલ બંધ પડયો.

આરયો હાલતો આપણી દયાળુ મ્હારાણીનુ ધર્મ રાજછે. વાઘ બકરી એક આરે પાણી પીએ તેવું. આવા સમયમાં સ્ત્રીને વિદ્યા લંકૃતે ભુષીત નહીં કરોતો પછી કયારે કરશો. બીચારા ભોળા લોકોને વ્હેમી લોકો ભુલમાં નાખી સદાદીત ભમાવ્યા કરેછે. ને કહેછે કે સ્ત્રીઓ ભણેલી હતી એવું અમે કોઇ કાળે જોયું પણ નથી તેમ સાંભળ્યું પણ નથી; તો તે ઉપર ભોળાઓ વિશ્વાસ રાખી બેશી રહેછે. શીવ! શીવ! શીવ! કેટલી ઠગાઇ. ભોળાઓ આપણામાં તો શું પણ દરેક ન્યાતમાં મોટ મોટી વિદ્વાન સ્ત્રીઓ થઇ ગઇછે. દક્ષણીમાં 'ગોણાબાઇ' જનાબાઇ, મુકતાબાઇ, ગુજરાતીમાં મીરાંબાઇ, પુરીબાઇ,

તેમ અંગ્રેજોમાં લેડી 'પેપીંગટન' જેણીએ ઇ. સ. ૧૬૫૭માં મનુષ્ય ધર્મ વિશેનું પુસ્તક બનાવ્યુંછે. "લેડી પારસેટ" જેણીએ રસાયન શાસ્ત્ર, સીષ્ય પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર, તથા નિતી વ્યવહાર શાસ્ત્ર બનાવ્યાંછે. આટલા પ્રમાણો છતાં તમે શા માટે ઠગાઓ છો. ઉઠો, જાતે તપાસો, પરંતુ વિદ્યા વિધંસકનાથાઓ. આનંદની વાતછે કે હાલમાં કેટલીએક કન્યાશાળાઓ સ્થપઇછે ને તેમાં કન્યાઓને જ્ઞાન આપવામાં આવેછે, જોકે પુરતું નહીં તોપણ, "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય" એ કહેવત પ્રમાણે આગળ જતાં સુધારો થશે એ નિઃસંશય છે.

આ પુસ્તકમાં માત્ર સ્ત્રીઓને કેળવણી આપવી એવી મારા આરય બંધુઓને અંતઃકર્ણ પૂર્વક વિનંતી કરી, સ્ત્રીને કેળવણી આપ્યાથી શાશા લાભ થાએછે, તે વિશે થોડાએક ઉદાહરણો આપી, મારા જ્ઞાન પ્રમાણે સેજ સાજ દર્શાવ્યુંછે; પરંતુ સ્ત્રીને કેવી જાતની કેળવણી આપવી એ વિશે કંઇજ શુચવ્યું નથી. એ વિષયને લગતું એક નવુંજ પુસ્તક બનાવવાનો મારો વિચારછે. ઇશ્વર ઇચ્છા હશે તો અનુકુળ વખતે હું મારો વિચાર પાર પાડીશ.

આ પ્રસંગે હું શા. નગીનદાસ લાલદાસ મેતા કપોળ સુભેચ્છક સભાના સેક્રેટરીનો ઘણો આભારી થયો છું, કે જેમના સારા આગ્રહથી આ લઘૂ પુસ્તકને સદગ્રહસ્થોની સેવામાં મુકવાનો સમય મારે હાથ લાગ્યો

આ પુસ્તકમાં દોષતો ઘણે ઠેકાણે રહ્યો હશે, પરંતુ તે દોષ તરફ દ્રષ્ટી ન કરતાં, તેની ક્ષમા આપી માત્ર ગુણ ગ્રહણ કરવા એવી મારી સમજુ પ્રતે પ્રેમ પૂર્વક વિનંતી છે.

ઠા. પ્રા૦ પો૦ કજરીઆ

# સ્ત્રી શિક્ષણ

## સૃષ્ટા સ્તવન.

માલિની છંદ.

અજર અમર ત્રાતા, ત્રીગુણાતીતજ્ઞાતા,
અચળ સકળ વ્યાપી, પ્રાણિને મુક્તિદાતા;
અકળ અમળ એવા, પાપના નાશકારા,
નમું નમું નમું નેહે, નીત્ય હૂં નિર્વિકારા.—૧

## સૃષ્ટા શક્તિ સ્તવન.

વસંત તિલકા છંદ.

પેદા કરી લય કરી વળિ પાળનારી,
વ્યાપી રહી જગ બધે ત્રણ તાપહારી;
તે ઇશ શક્તિ તુજને અવ પાંય લાગૂં,
થૈ નાંવ કાવ્ય દધિમાં મુક પાર માગૂં.—૨

## સરસ્વતી સ્તવન.

ઈદ્રવજ્રા છંદ.

વીણા ધરી મોચક દુખ માતા, દેખું ન કો તું સમ દેવિ દાતા;
થૈને કૃપાળુ મતિ દે વિશાળી, આનંદ કારી કવિ કષ્ટ હારી—૩

તારી કૃપાએ જન રંક રાય, પંડીત થાએ જડ જે મનાય;
જાએ ઉલંગી ગિરિ પૂર્ણ પંગૂ, દેખે તું મ્હેરે જન અંધ સંગૂ—૪

થૈના શકેજે જન દેખતાથી, તે કામ થાએ ઝટ આંધળાથી;
શૂં શૂં વખાણૂં ગતિ તૂજ પર્મ, હૂં કેમ જાણૂં મતિમંદ મર્મ—૫

કર્ણે મુકેજો લવ મંત્ર ફૂંક, વાચાળ થાએ જનમેલ મૂક;
ગૂણો ઘણાછે તુજ ગૌરગાત્ર, ગાવા ગુણો તે કુણ 'પ્રેમ' માત્ર—૬

આશા ભરયો હૂં તુજ પાસ માત, આવ્યોછ દોડી દિન જોડિ હાથ;
પેદા થયો છે શકઊર એક, પૂછ્યા તણો ના સમજૂં વિવેક—૭

શુણ્યું ન જોયૂં કદિ એમ કેથે, માતા કને બાળક જાય ભીતે;
હૂંને ગણિ તૂં ત્યમ વત્સ તાર, વાત્સલ્ય ભાવે શક ને વિદાર—૮

## સરસ્વતી વચન.

દોહરો.

બાપુ શક બતલાવને, થૈ નિર્ભય આ વાર;
હણિ તેને સતવર કરૂં, સર્વ ખુલાસો સાર—૯

## (ગ્રંથારંભ અને સરસ્વતિ પ્રતી પ્રશ્ન.)

પૃથ્વી છંદ.

ભણે ભિંતરમાં ચહી અવર લોકની ભામની,
કહે અભણ આરયની શું કરવા રહે કામની;
હતો શું નવ આરયમાં પ્રથમ એ પ્રથાસારદા,
કહે તરત 'પ્રેમ' ને શક હણી ક્વી કિર્તિદા—૧૦

શાર્દૂલ વિક્રીડિત છંદ.

વાણી દીન સુણી કરી મુજ તણી આનંદ અંગે ધરી;
બોલી સારદ માત "વત્સસુણ તું એકાગ્રચીત્તે ઠરી;
ઘોળાયા કરતી હતી મન વિશે આ વાત ભ્હો દીથકી;
પૂછયા વીણ કહે કહૂં કવણને આતૂર કે'વા અતી—૧૧

ઈંદ્ર વિજય છંદ.

વત્સ ધરી દિલ દાઝ ખરે ખર તેં અવ પ્રશ્ન કર્યો મુજને આ;
લે પ્રિય પ્યાર અપાર ધરી ઉર સાર બતાવું તને સઘળો હા;
† આવું કદી લવ કો ગમજો તગડે તહિંથી બનિ આરય અદેખા;
ધીર ધરી જરિ સ્થીર ઠરી રહિ તો તજિ સંપ કુસંપ કરે ત્યાં—૧૨

કવિત.

કંજુસને ઘેર ધરી આશ ઉર આશ્રમની,
જાય તેનો સગો કદી ચાહો વાસ વસવા;

---

† જે વખત હું એક મીલમાં સંચા કામ શીખતો હતો, તે વખત મારી સાથે એ કામ એક બીજો જણ પણ શીખતો હતો. તે જણ મને આ કામ ત્વરાથી શીખતો જોઇ અદેખાઇ કરવા લાગ્યો, અને વારંવાર મને કેહેવા લાગ્યો કે, 'આ કામ શીખવાથી તમને બીલકુલ ફાયદો થવાનો નથી'. તેનું આ બોલવું ન ગણકારતાં, મારા કામમાં મચી રહી, તેનાથી પાર પડી, નોકરીએ લાગો; તે જોઇ તેણે મારી સાથે અબોલા લીધા, જે ઉપરથી આરય ઉચ્છેદક એવું તેને નામ આપી પ્રસંગ મળે ઉપલો ઈંદ્રવિજય છંદ મેં રચ્યો.

અકાર ન કરી શકે ત્યારે ત્યાં ફરેબ રચે,
માંહો માંહે મંડી જાય મારા મારી કરવા;
ગાળીઆ ભવાઇ તેનો સઝો અપમાન ગણી,
નાખીને નિસાસો ત્યાંથી મંડેછે નીસરવા;
આવો ચાલ છે ધરેલ હાલ 'પ્રેમ' આર્યજનને,
માટે કાય કંપે મારી આર્ય કને આવવા—૧૩

મધુ છંદ.

ચુપ રહી, સરસ્વતી, શબ્દ હી, મુખ કહી."—૧૪

શાર્દૂલ વિક્રીડિત છંદ.

માતા મૌન મધાર રીશ કરમાં અજ્ઞાન છૈએ અમે;
આપી જ્ઞાન બતાવ માર્ગ સવળો પ્રાર્થી કહૂં છૂં તને;
છોરૂ થાય કુછોરૂ થાયપણના માતા કુમાતા કહ્યા;
આ આર્યાવ્રત તાહરો ઉપર તે દે લક્ષ હે સારદા—૧૫

સોરઠો.

ટાળિ અંતરની રીશ, વ્હાલે માગી વીનતી;
મ્હેર કરીને માત, ઉત્તર અમને આલ તું—૧૬

મંદાક્રાંતા છંદ.

માતા મારી પરમ સુખદા આર્યમાં વાસ તારો,
હાવે આવી કરિશ ફરિથી તે કહે કયાહરે એ;
માનીતા જે પ્રથમ તુજના તેથિ તું દૂર બેઠી,
તારા વિર્હે ગમન દિ કરે આર્ય બ્હો દૂખ વેઠી—૧૭
સંભારૂં છૂં પુરવ સ્થિતિ જ્યાં અંગ આનંદ આલે,
ચાલૂ સ્થીતી નિરખિનયણે અશ્રુની ધાર ચાલે;
પાછા પામે કવણવિધિએ આગલી સ્થીતિ આર્ય,
તેઓએ સોસ્યું દુખ અવતો મ્હેર આણી સુધારય—૧૮

દોહરો.

કળિ મારા કલપાંતને, વદિ વીણા ધર વાણ;
"તજિ સતવર તુજ શોકને, શાંત થઈ સુણ પ્રાણ—૧૯

ઈંદ્ર વિજય છંદ.

સાંભળ વત્સ કહૂં તુજને અવ કેમ બને ફરિ આર્ય ઉજાસી;
સંપ સજે વરજે ઇરષા શિખવે નિજ સૂંદરિપાત્ર તપાસી;
કારણ ધંધ તજી બનિ અંધ બન્યાજી બધા જન પૂર વિલાસી;
દખિ ખરેખર આવું હું સારદ અંતર સત્ય થકીછું ઉદાસી—૨૦

કવિત.

પૈદા થાય સારો પાક તેમ માટે તરૂ મૂળે,
ખાતર નાખી ખેડુત સીંચે પાણી પ્યારથી ;
તેમ આર્ય તરૂણી તરૂના મૂળ વિશે જ્ઞાન,
ખાતર નાખીને સીંચે સુબોધસલીલથી ;
પછી જોજે પ્રેમદા તરૂથી પાક સંતતીનો,
થશે કેવો જેવો જગે બીજો થનારો નથી ;
આટલા પ્રમાણને અનુસરીને ચાલે આર્ય,
પામે પૂર્વે સ્થીતિ પાછી ભારતી ભાખું નકી.''—૨૧

## સરશ્વતી પ્રતી કરતા વચન.

શાર્દુલ વિક્રીડિત છંદ.

સાંધે સંપ કુસંપ ટાળિ વરજે આર્યો અદેખાઇને ;
મેલે વ્યર્થ વિળાસ નારિ શિખવે તે માટ હું તેમને ;
વીનંતી કરૂં એક વરતી તુજના સંધા પ્રમાણે વળી ;
વાણી મંજુલમાત મૂજ કરિ દે વાસો જિહ્વાએ વસી—૨૨

ભુજંગી છંદ.

સુણો આર્ય આ વીનતી એક મારી,
ખમી ના શકૂં તેથિ બોલૂં પુકારી ;
ભણાવો તમે ભામની ભાવ ધારી,
ગણી દીનની વીનતી લાભકારી.—૨૩
વદાછો સદા વાણિ એવી તમે રે,
નથી ચાલ તે કાઢિએ શું અમે રે,
પરંતૂ જુઓ આંખ ઊંચી કરીને,
કળે દૂખ કારી ન જોશો ફરીને—૨૪
જુઓ રોમને ગ્રીક અંગ્રેજ આદે,
ભણાવી કરે ભામની સૂજ્ઞ પોતે,
લઇ દાખલો તેમનો આર્ય ભાયો,
ભણાવો તમારી હવે ભામનીઓ—૨૫

દોહોરો.

જ્ઞાન વડે શૂં શૂં થયૂં, પેખો આપી લક્ષ,
દરશ્યું તે દરશાવ્યુંછે, કીધો નથી કંઇ પક્ષ—૨૬

ભુજંગી છંદ.

કહાં આગગાડી કહાં બેલગાડી, કહાં વ્હાણને આગબૂટી સવારી,
કહાં તારને પત્રવ્હેવાર પ્હેલો, કહાં કોડિયાને કહાં ગ્યાસ દીવો—૨૭

કહ્યાં કાળને માપતૂં યંત્ર પ્હેલૂં, પડ્યું છે થઇ હાલતે કામ ક્હેલૂં,
થયાછે જુઓ જ્ઞાનથી કામ આવા, થતા જાયછે રોજ રોજ ને કેવાં—૨૮

ઘણા કોશથી બ્હારનું પાણિ બંધૂ, જુઓ કેવિ યુકતીથિ આવેછ સંધૂ,
વિના જ્ઞાન આ યૂકિત શૂં સૂજવાની, કહો મૂર્ખથી યૂકિત શૂં આથવાની-૨૯

વળી કાપડોની જુઓ મીલ કેવી, બનેછે બિજી રોજને રોજ તેવી,
હજારો થયાં ને થશે હુન્નરો જે, થયા ને થશે જ્ઞાનથી માનજો તે—૩૦

કરે રાજ આ રાજ ઉપેર રાણી, વધારે વદૂં શૂં વખાણી વખાણી,
બધા ફાયદા જ્ઞાન કેરા ગણો આ, જુઓ તે છતાં કાં ભણાવ્વા કહો ના-૩૧

તજી ઉંગને આર્ય જાગો હવેતો, કુબોધો તજી ભામનીને સુબોધો,
સુબોધે થશે ભામની સદ્દ શ્યાણી, તજી મેલશે બોલવો વ્યંગ વાણી—૩૨

સદા આલસે ચાલ સારો સજીને, સદા ગાળસે કાળ વીભૂ ભજીને,
પરંતૂ હજી રાખશો જો અજાણી, કરી નાખશે કૃત્ય સૂ ધૂળ ધાણી—૩૩

જુઓ ફાયદો જ્ઞાન કેરો છ કેવો, બની દક્ષ દઇ લક્ષતે વક્ષ લેવો,
મળે માનરે કેટલૂં જ્ઞાન પામે, મળે જ્ઞાન અજ્ઞાન તો સર્વ વામે—૩૪

કવિત.

વ્હેમી જન વ્હેમ તણીવાતો વડી વડી કરી,
ભોળાને ભમાવે સદા નાખી ભુલથાપમાં,
તેવી ભુલથાપથી ઉથાપવા ભોળા જનોને,
ભાખું એક દાખલો ભુંડાઓની ભુંડાઇના,
ચાહી ચીતમાંહી ચતુરાઇ સાહી ભોળા ભાઈ,
આપસો ન કાન તમે વ્હેમીઓની વાતમાં
'પ્રેમ' વાણ સુણી પ્રેમદા પઢાવો પ્રેમીજન
પ્રેમદા પઢ્યાથી પૂર્ણ થાય પતિ વૃતમાં—૩૫

દોહરો.

શૂં શું કહી સોદા ઠગે, વાળે અવળી વાટ,
ટીપ્પણ તેનૂં ટૂંકમાં, ટાંકુ અહીં તે માટ—૩૬

## સોદાષ્ટક.

ભુજંગી છંદ.

ભણાવે થશે ભામની ભાઇ લૂચી,
ભણાવે ઉઘાડે બધી ઘેહ કુચી.
બતાવે અદેખા જનો વ્યર્થ બાના.
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૩૭
ભણાવે થશે ભામની ભાઇ વંઝા,

જતાવે સદા ખોટું જે લોક બધા,
બકે બોલ આવા બધા લોક જૂના,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૩૮

બને જો ન વંઝા જશે સોળ સંધ્યા,
કહે કેંણ કૂડા સદા લોક ઊંધા,
નહીં માનશો આર્ય આકેણ કાણા,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૩૯
ભાગ્યે ભામની ઘેરથી જાય નાણું,
અદેખા વ મુર્ખો કહે આ ઉખાણું,
નહીં માનશો આર્ય એ આસમાના,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૪૦
ભણ્યાથી રમે ભામની અન્ય સાથ,
તજી કુળ સીમા વડીલોનિ લાજ,
બતાવે ભલે દાખલા એતરેના,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૪૧
રહેતોજ તે જાગવી આપથી છે,
જશો બાકિ તેતો સજા બાપથી રે,
ગમે તેમ લોકો પછી બોલવાના,
લલાટે લખ્યા લેખ લછાય શાના—૪૨
કપાળે લખ્યા ચારના થાય પાંચ,
લખ્યા પાંચ ત્યાં થાય ના ચાર સાચ,
ગમે તેમ ફાંફાં જનો મારવાના,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૪૩
તજી વ્હેમને રેંમ રાખી રૂદેમાં
પસારો કરો જ્ઞાનનો ભામનીમાં
થવાના બનાવો હશે તે થવાના,
લલાટે લખ્યા લેખ લૂછાય શાના—૪૪
જડ્યા અલ્પ બુધી વડે દાખલા જે,
બતાવૂં ધરી હામ હૈયે હવે તે,
દઇ ધ્યાન ધીમંત તેમાંથી સાર,
ગ્રહી બોધવો ત્યાગજો જે અસાર—૪૫
શરીરે સુરૂપી ભલે હોય નારી,
પરંતુ અગૂણી જનોને અકારી,
બકી છે કરી બેશ ઘોળીજ કાચે,
ગુણે શૂન્ય તેથી જનો કોન ચાહે—૪૬

કદી હોય કુરૂપિ રૂપેજ નારી,
પરંતૂ જનો ચાહે હોએ ગુણાળી.
કરી છે જુઓ કાળિ કોએલ કાયે,
ગુણે પૂર્ણ તેથી જનો સર્વ ચાહે—૪૭

વસંત તિલકા છંદ.

સ્ત્રી સોળ સાજ શરિરે સજિને સિંગારે,
દેખી પરંતુ અભાગી જન સૌ ધિકારે,
કીધાં વિલાતિ ગુલ ફૂલ ઘણાજ રાતાં,
વાસે વિહીન કરતેથિ ન કોય સ્હાતા—૪૮
વાવે ગુવાર છડિયા વિણુ બેડુ કોઇ,
કાંટા અનેક ફળિ ઉપર થાય સોઇ,
વાવે પરંતુ છડિ એ પછિ ભાઇ કેવી,
થાએ સુંવાળિ ફળિ રેસમ તલ્પ લેવી—૪૯

કવિત.

રેસમ સમાન ફળી થાએછે કારણ તેનું,
વિચારતાં ફળેછે કેળવાણી ખરે ખરી,
તેવી રીતે અભણ યુવતીથી ઉત્પન થાય,
તે પણ અભણ થાય એમાં [illegible] સંદે જરી,
ભણેલ ભામની તણી થાયછે પ્રજા ભણેલ,
ભણેલ હોવા થકી બનેછ તે પ્રજા સૂરી
માટે દેશ દાઝ બુઝ બાંધવો બધાએ તમે,
ભોગાવો અપાર સુખ ભામનીને કેળવી—૫૦
કેળવીને કરો કામ કેવું તે થશે સુદામ,
તેના બેક દાખલા દેખાડું દેખો દેશીઓ,
જુઓ કર જમણો ને ડાબો છે કરેલ સમ,
હાડ તેમાં તેટલાને તેટલી છે નાડીઓ,
પણ કર જમણાની જુઓ તમે ખરી ખુબી,
ખરી ખુબી એમાં કેળવણી વડે આવીયો,
ક્ષર ને અક્ષર કરે અક્ષર લખી અનેક,
કારણ કેળવાણી એ જે ગુણેથી ભરીયો—૫૧
ખોદીને કાઢે છે લોઢું જે વેળાએ ખાણમાંથી,
હોયછે હાલત તે વેળા તેની માટી જેવી,
પણ પછી તપવી ટીપી ઘડેછ ઘાટ ઘણા,
થાએ છે તેમાંથી ચીજ એક એકપેં નવી,

તરવાર સમ તાતી ચીજ તેમાંથી બનીજ,
જેથી ગઆ જન તણી ઉગરીછે જીંદગી,
દાખલા દરેક દાખવ્યા જે ધરી દાઝ દરશી,
દીલમાં ઉતારી ધારા શીખવી કરો નુરી--૫૨

દોહરા.

દેખાડયા દ્રષ્ટાંતમેં, આવ્યાં જે જે યાદ;
અનુસરીને ચાલસો, થશે દેશ આબાદ--૫૩
ભણવો ભામના ભાવથી, આપી સદ વિદ્યાય;
જડતા જીવનાં દુર થઈ, જ્ઞાન દીપતી થાય--૫૪
લાગેછે તમને ખરે, ભણાવવામાં બીક;
બીક બાધશે તે બધી, જેમ શિયાળે શીત.--૫૩

શાર્દૂલ વિક્રીડિત છંદ.

ભાંસે ભામ ભણાવતાં ભય ભલે ભોળાજ ભાયો ભલે;
ભંગાસે ભય તેજ ભાઈ ભણવે ભાંસે ભયંકારિ જે;
શીઆળે શમજાય સીત સલીલે સંધા સરોના સદા;
ન્હાસે તે નર દુર નીકટ થકી ન્હાંતાં નકી નેહમાં.

ઈંદ્રવિજય છંદ.

બાળપણે ભણવી નિજ ભામનિ બાંધવ લાવ લિઓ પછિ સારો;
જોઉર વાત ન ઉતરતી મમ તો મતિ આંખ ઉઘાડિ નિહાળો.
આગળ ચાલ હતો ન હતો તમતે નિજ ગ્રંથ તપાસિ વિચારો;
રે મમ દેશિ ગયા કયમ એસિ ચુસી કસ કોણ ગયોજિ તમારો.

દોહરા.

કેટલી આપણમાં જુઓ, થઈ ગઈ નાર ભણેલ;
જ્ઞાન બીજ આપણ વિશે, વાવલ છેરે પ્હેલ.---૫૮
પણ અજ્ઞાની જન થયા. આળસુ વળી વિશેષ;
જોણે એ બાબત તણી, શોધ કરી નવ લેશ---૫૯
ટીપ્પણ તેનું ટુંકમાં, ટાંકું આંહી સટેક;
વાંચી વાશ્રવણી કરી, અંતર ધરો વિવેક--૬૦
સીતા સરખી સદગુણી, જે જગમાં પ્રખ્યાત;
આપ ગઈ પણ નવ ગયું, નામ રહ્યું હૈયાત.--૬૧
દમયંતી દેખાવળી, નળ રાજાની નાર;
આપ ગઈ પણ નવ ગયું, નામ રહ્યું આ ઠાર:--૬૨

દ્રોપદરાયની દીકરી, દ્રોપદી જેનું નામ.
આપ ગઇ પણ નવ ગયું. નામ રહ્યું આ ઠામ—૬૩
રાણી કેશવ રાયની, રૂકમાણી જેનું નામ,
આપ ગઈ પણ નવ ગયું, નામ રહ્યું આ ઠામ—૬૪
ગૌતમની અહલ્યા ગઇ, વાલી તારા નાર,
ગઇ બંન્ને પણ નવ ગયાં, નામ રહ્યાં આ ઠાર—૬૫

## સોરઠો.

નામ સુલોચના જાણ, વધુ રામારિ સૂતની,
દેખાડું દઇ પ્રમાણ, હતી ભણેલી નારતે—૬૬

## ભુજંગી છંદ.

ચડયો જંગમાં જોધ મ્હા ઇંદ્રજીત,
રૂપાળે રથે બેસિ રામારિ સૂત,
પડયો જંગમાં ધાર્ણ લાગ્યાથી બાણ,
કપાયા કરો કે ગયા તર્ત પ્રાણ—૬૭
કપાતાં છડયો હાથ તેમાંથિ એક,
પડયો આવિ સૂલોચના દ્વાર છેક,
પડંતા ધબાકો થયો હાથનો જે,
સુણી નીસરી બ્હાર સૂલોચનારે—૬૮
તપાસે ફરી આસને પાસ પાણ,
વદે મૂખથી ત્રાહિ ત્રાહીજ વાણ,
અરે રે હશે હાથ શું સ્વામિ કેરો,
થયો કેર હું રાંકડીપેં અનેરો—૬૯
નએવાપતી જેહ કોથી મરાય,
પડયા સ્વામિ એ કેમ હુંથી મનાય,
લખી વાતજો હાથ આપે બધી તું,
પડયા સ્વામિ એ માનિ થાઉં સતી હું—૭૦
વિચારો હવે એક ચીત્તે ઠરીને
બધા બાંધવો વ્હેમ વાતો તજીને,
ભણેલી હતેજો ન સૂલોચનારે,
લખેલૂં શિ રીતે પછી વાંચતે તે—૭૧

## સોરઠો.

ઉગરયો છે જન જીવ, વળી ભણેલી ભામથી,
ઇચ્છું સઉનું શીવ, દેખડાવી તે દાખલો—૭૨

દોહરા.

ધર્મ નિષ્ઠ સંકટ હરણ, હતો એક રાજન,
કોકવીએ કોઇ સ્થળે, કથા કહી પાવન—૭૩
તનુજ તેને કોનથી, વૃધ થઇ છે કાય,
રાજ્ય બધું રવડી જશે, કવણ કરે રક્ષાય—૭૪
એવું ઉર વિચારીને પ્રભુ આરાધન કાજ,
સોંપી રાજ પ્રધાનને, સ્વસ્થ થયો મ્હારાજ—૭૫
પછી માળાકરમાં ગ્રહી, રટે રાત દીં રામ,
રાજ ચલાવે ન્યાયથી, દુષ્ટ બુધી પ્રધાન—૭૬
પ્રધાનને બે છોરૂ છે, રૂપતણા અંબાર,
સુત મદન વિષયા સુતા, ગુણતણા ભંડાર—૭૭
જેને એક ધણી નથી, તેના ધણી હજાર,
તે વિચારે રાજને, દુષ્ટ બુધી નીરધાર—૭૮

વસંત તિલકા છંદ.

પામ્યો ન રાજ હજુ એ સુત એહ કાજ,
રાજા જશે તવ થશે મમ સૂત રાજ,
એવા વિચાર કરિને દિન નીશ ગાળે,
ભુંસાય ભાઇ નવ લેખ લખેલ ભાળે—૭૯

કવિત.

માબાપ વિનાનો ચંદ્રહાસ નામે સૂત એક,
ઉછરતો હતો દુષ્ટબુધીના સદનમાં,
ભણેલ ગણેલને થએલછે પુરણ બધે
રૂપનો અંબાર તેથી તેની તેને ઉપમાં,
દુષ્ટબુધી ઘેર એક દીન તેનો જોષી આવ્યો,
ચંદ્રહાસ બેઠો તેના જુએછે કપાળમાં,
ત્યારે વિસ્મે થઇ દુષ્ટ બુધી બોલ્યો જોષી પ્રતે,
કહો જોષી શું જુઓ છો ચંદ્રહાસ ભાળમાં—૮૦

ભુજંગી છંદ.

વિચારી વિચારી વદ્યા જોષિ વાણી,
કળે ભાળ એને મને રાજ્ય પાણી,
થશે રાજ કો રાજ્યનો એહપૂત,
અગારે ન તેમાં થશે મીન મેખ—૮૧

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

શબ્દો સાંભળિ દુષ્ટબુધ્ધિ નિજના જોષીતણા આ બધા,
અંગે આગ ઉઠી અને શિર વળી લાગ્યોજ ધ્રૂણાવવા,
તાકું જે નિશદીન ઉંગ તજિને ના અંનપૂરૂં જમૂં,
તેને જે લઇ જાય તેજ સદને ઉછેરિને શું કરૂં—૮૨
એવા વારઅવાર પાર વિણના વીચાર ઉરે કરે,
પાસે કાગળ કલ્મનેજ ખડિયો દીઠાં પડેલાં ખરે,
જોઇ તે મનમાં મુદીત થઇને હાથે ધરી લેખણી,
જોજો રે જન ચંદ્રહાસ ઉપરે કે' 'પ્રેમ' કેવી બની—૮૩
આપ્યો કાગળ ચંદ્રહાસ કરમાં ખોટા વિચારે લખી,
જા આ કાગળ આપતૂં મદન ને જૈને ત્વરા એ નકી,
ચાલ્યો કાગળ ચંદ્રહાસ લઇને હૂકૂમ શીરે ધરી,
નાના તે નથિ જાણતો જિવ જશે આ કાંગળે તેજરી—૮૪

### દોહરો.

કાગળમાં શું લખેલ છે, તે જાણે નવ કોય;
શંષય ખોવા સર્વના, સ્પષ્ટ કરૂં અહીં સોય—૮૫

### કવિત.

અરે પ્રાણ પ્રીય સુત મદન આ પત્ર વાંચી,
પત્રમાં લખેલ જે હુકુમતે બજાવજે;
પત્ર લાવનાર ચંદ્રહાસ તેને ગુપ્ત રીતે,
વિલંબ તજીને વ્હાલા વિષ ઝટ આલજે;
લખી દુષ્ટ વેણ દુષ્ટબુધ્ધીએ આ પત્ર આપી,
પ્રેર્યો ચંદ્રહાસને જ્યાં મદન અવાસ છે;
આવ્યો ચંદ્રહાસ ચાલી મદન અવાસ પાસ,
મદન જવાથી બ્હાર બેઠો જ્યાં પલંગ છે—૮૬

### દોહરો.

જોતો વાત મદન તણી, બેઠો ચડી પલંગ;
સીત સમીરની લ્હેરથી, ઊંઘ ભરાઇ અંગ—૮૭

### વસંત તિલકા છંદ.

સૂતો પલંગપર અંગ ભરાય ઊંઘ,
બ્હેકી રહ્યોછ તહિં ફૂલ તણો સુગંધ;
પાણીથી પત્ર પડિયો પટમાંહિ પેલો,
છે ચંદ્રહાસ ભર ઉંઘ વિશે પડેલો—૮૮

દોહરો.

દુષ્ટ બુધીની દીકરી, વિષયા નામે જેહ;
ફરતી આવી ત્યાં કને, ચંદ્રહાસ જયાં છે—૮૯
દેખંતા દીગમુઢ બની, ડગીન ડગલું એક;
કામ છબી કાએવસી, બની બાવરી છેક—૯૦

કવિત.

બાવરી બનીને બાળ, ચંદ્રહાસ કેરે ભાળ,
જોવા લાગી તતકાળ, નેહની નજરથી;
કોણ જાણે કોને માટ, ઘડેલ દીસે આ ઘાટ,
વારે વારે વિષયા વિચારે એવું વ્હાલથી;
કર દઇને કપોળ, ચડી કામ ચગદોળ,
રહી ત્યાં ઉભી અબોલ, ઊંડાજ વિચારથી;
એવે પેલા પત્ર પર જઇને નજર પડી,
પડતાં નજર પત્ર ઉપાડયો જડપથી—૯૧

દોહરો.

પત્ર ઉપાડયો પ્રેમથી, વાંચ્યો ધરીને વ્હાલ;
વાંચીને વિસમય થઇ, અંદરનો હેવાલ—૯૨

કવિત.

આવા રૂડા રતનને, ઉછેરે જતન કરી,
તેહને પતન કાર કેમ લેખ લખશે;
ન્યાયથી ચુકાવે ન્યાય, પંચમાં પ્રમાણ થાય,
એવા પૂજય પિતાજી શું અઘટીત બોલશે;
મંદમતિ ગતિ છોટી મોટા શા વિચાર કરૂં,
પણ લેખ લખતા અક્ષર યા પડયો હશે;
કારણકે કાગળ જડપથી લખેલ દીસે,
વિષયા બદલ વિષ તેથીજ થયેલ છે—૯૩

વસંત તિલકા છંદ.

એવૂં વિચારી ઘરમાં લઇ આલી પત્ર,
મેલ્યો પડેલ ઝટ અક્ષર યા જ તત્ર;
પાછો વિટાળિ કરી કાગળ ત્યાંજ મેલ્યો,
છે ચંદ્રહાસ જહિં ઊંઘ વિષે પડેલો—૯૪
નિદ્રાથિ જાગૃત થયો જવ ચંદ્ર હાસ,
જાગી જુવેછ પટમાં પછિ આસ પાસ,

દીઠો ન પત્ર કરમાં પડિ પેટ ફાળ,
આવી ચુકો ઇશ હવે મુજ અંતકાળ—૯૫
એવૂં વિચારિ ધરતો અતિ ઉર કષ્ટ,
એવે પડી તરત પત્ર ઉપેર દ્રષ્ટ,
રાખ્યો ઉપાડિ પટમાં થકિ પત્ર પાસ,
આવ્યો તહાં મદન મ્હારથિ તેજ તાસ—૯૬

સોરઠો.

આપ્યો પેલો પત્ર, મદનભઇના હાથમાં,
આપ પીતાએ અત્ર, પ્રેર્યો હું ને આપીને—૯૭

વસંત તિલકા છંદ.

વાંચ્યો વિશેશ ધરિ વ્હાલ પિતાજિ પત્ર,
વાંચી થયો મદન મંન મુદીત તત્ર,
હાહા પિતાજિ અતિ ઉતમ આજ કામ,
વીના વિલંબ બજવૂં અવતે મુદામ—૯૮

શાર્દૂલ વિક્રીડિત છંદ.

"વાંચીને પિતુ પત્ર આપિ વિષયા પાર્ણાવિત્યાં પ્રેમથી,
કીધાં બેઉ વિદાય આશિશ દઇ રેજો સદા ક્ષેમથી,
જેન રાખણ હાર રામ જગમાં તેને ન કો ચાખસે,
ભૂંડા ભૂર ભલે ભુંડાઇ કરવા ભૂંડુ ભવે ભાંખશે—૯૯

ભુજંગી છંદ.

અરે દક્ષ દેશી દઇ લક્ષ આમ,
વિચારો થયૂં જ્ઞાનથી કેવું કામ,
બચ્યો મોત ફાંસા થકી ચંદ્રહાસ
ભણેલી હતીજો ભઇ વીષયાજ—૧૦૦

પ્રમિતા ક્ષરા છંદ.

તજિ વ્હેમ ભામ ભણવો સઘળા,
ભણવાથિ થાય અબળા સબળા,
સઉ શાસ્ત્ર એમ વળિ બોધ કરે,
ઘરમાં પ્રધાન ઘર નારિ ખરે—૧૦૧

દ્રુત વિલંબિત છંદ.

અભણ રાજ પ્રધાન રહ્યા જહાં,
સુખિન થાય પ્રજા રતિએ તહાં;
અભણ તેમ ઘરૂણિ રહ્યા થકી,
ઘર વિશે નિત કલેશ થશે નકી—૧૦૨

શંખ ધારી છંદ.

ભણેલીજ નારી, કરે કામ ભારી,
નભેસોજ હારી, જુઓ તે વિચારી-૧૦૩

શાર્દૂલ વિક્રીડિત છંદ.

ભામા ભામગિ નામની ભણલ આ ભુએ થઇ ગૈ કહૂં,
જેણે ન્યાય તણૂંજ શાસ્ત્ર, રચ્યું છે આર્યો જુઓ ને સહૂ,
વીધાના ફળ ચાખવે અવ જુઓ કેવી થઇ નારિઓ,
ભીડે હામન પૂર્ષ કામ કરવા તેવા કરી ચાલિયો—૧૦૪

દોહેરો.

ડગ જોષીની દીકરી, 'ભડલી' જેનું નામ,
તેણે પણ આ અવનીમાં, કર્યું કારમું કામ-૧૦૫
પ્રથક પ્રથક બહુ દોહરા, રચ્યા છ એણે સદ્દ,
જેમાં નિજ ચાતુરીની, વાળિ છે ઘણી હદ—૧૦૬
મેઘ તણા મંડળ વિશે, બધા દોહરા છેજ,
ભવિષ્ય તેમાં ભાખ્યું છે, કયારે મેઘ થસેજ-૧૦૭
ગણીત એવું ગણેલછે, જેની બરાબર ભાઇ
આવીને ઉભો રહે, કરી પરજન્ય સજાઇ—૧૦૮
સાંપ્રતકાળ વિશે વળી, ભણેલછે એક નાર,
દેશો દેશ અટણ કરી, રોપે કીરતી ઝાડ-૧૦૯
જાણો તેનું નામ જન, 'રમાબાઇ' છે સદ્દ,
જેણે જીબ્હાગ્રે કર્યું, સંસ્કૃત ગદ્દ ને પદ્દ-૧૧૦
દ્વા દશ વર્ષની વય વિશે, ભણી ભાગવત મૂખ,
ધન્ય જનૂની તેહની, જેની સેખી કૂખ—૧૧૧
ગણાય છે એ હાલમાં, વિદ્વાનો પે પર્મ,
ખરે ખરો આ બાઇએ, જાણ્યોછે નિજધર્મ-૧૧૨
એ આદે બીજી ઘણી, થઇ ગઇ ભણેલ નાર,
જો બેસૂં દખાડવા, આવે નહીં કંઇ પાર—૧૧૩
દ્રગ ઉગાડી દેશીઓ, દરશી આ દ્રષ્ટાંત,
ભણવો ભાવે ભામની, ભાંગી ભુંડી ભ્રાંત-૧૧૪
શું ચાતુરી થોડી આ, છે આપો કંઇ લક્ષ,
દાદ દીઓ હું દીનને, બની બાંધવો દક્ષ-૧૧૫

ભુજંગી છંદ.

દઇ દાદ હૂં દીનની વીનતીને,
તજો ચાલ કૂ જે રહ્યા છો પ્રહીને,

સજો ચાલ સારો સદા સુખિ થાસ,
કહે 'પ્રેમ' છે ધીકરે'વાયિ આવા--૧૧૬
તરો વ્હેમ નીધી ચડી બૂધિ નાવે,
લઇ સાથ વીચાર સૂકાનિ હાવે,
હલેસા ધરી હાથ હીમત્ત કેરા,
જુઓ દેશ વીદ્દા તણા તો ઘણેરા-૧૧૭
વિદ્દા મૂલ્કમાં માલિને જ્ઞાન વોરો,
ગ્રહી જ્ઞાન અજ્ઞાનને તુર્ત તોડો,
મળે જ્ઞાન થાશો કહું સર્સ જોડો,
તમારી પછી કોન કાઢેજિ ખોડો—૧૧૮

દોહરો.

ખોડ ન કાઢે કો પછી, ગ્રહો તમે જો જ્ઞાન,
જ્ઞાન ગ્રહે નાદાન જન, મનાય મહીમાં આન-૧૧૯

ભુજંગી.

ચડયા મોટ હોદ્દે મળ્યૂં મોટુ માન,
મનાયા બધા માનવી મધ્ય આન,
ગણાતા હતા જંગલી જેહ પૂર્વે,
ગણાએ બધે આજ તે સૂજ્ઞ સર્વે-૧૨૦
બતાવૂં દઇ દાખલો એક તેનો,
જડયો જે બનેલો રૂઢીએ મજેનો
પછી વાત તે દીલ જો જો વિચારી,
થશે ખાતરી દેશિ તેથી તમારી-૧૨૧
કદી બાળકો નાનું માંડેજ રાડ,
કહે માત તેની ન તૂં બૂમ પાડ,
ઉભાછે અહીં બારણે જાંગલાઓ,
ધરી જાયજો સાંભળે સાદતારો-૧૨૨

દોહરો.

જંગલીનો અપભ્રંશઆ, થયો જાંગલા રૂપ,
આવી બીક બાતાવિને, કરે બાળને ચપ—૧૨૩

ભુજંગી છંદ.

જુઓ એહ ઉપેરથી સૂંજ લાગે,
હતા સૂજ્ઞ કે જંગલી તેહ આગે,
તમે તે તમારા દિલે ધારિ જુઓ,
નકામો હવે કાળ દેશી ન ખૂઓ-૧૨૪

કહો કાઢશો કેટલો કાળ આમ.
ગયા શું વિચારો તમારા તમામ.
સુણો લક્ષ આપી તમે વાત મારી,
અકારી કળે તોય જો જો વિચારી–૧૨૫

દોહરો.

વાત સરવને લાગશે. મારી મ્હા દુખદાણ,
પણ અંતર ઉતારશો. તો છે અતિ સુખદાણ–૧૨૬
સાચા બોલો સર્વને, દુખદ બહુ દેખાય,
ઔષધ કડવુ છે સદા, પણ દીલનું દુખ જાય–૧૨૭
ધરશો આશાન અંગમાં, જશ મળવાની જરૂર,
કારાણકે તમ ઘેરથી, ગયૂં જ્ઞાન સઉ દૂર–૧૨૮
જયાં લગ સ્ત્રીન શિખાવશો, ત્યાંલગ એ સઉ દૂખ,
જ્ઞાન ગએ દાસત્વતા, પામ્યા જે સઉ મૂખ–૧૨૯

શાર્દૂલ વિક્રીડિત છંદ.

આહારે નુકસાન આજ લગિતો જે જે સહો આકરા,
તે સંધા ખમવા પડેછ તમને અજ્ઞાન સ્ત્રીથી ખરા ;
હાવે હેમમ દેશિઓ ઉંગ તજી ઉઠો બની આકરા[2]
તોતો રે તમ દૂખ દૂર ખશશે સ્વપ્ને નહીં આપદા–૧૩૦
સંધી જાતિ થકી તમે અવનિમાં ભાઇ ગણાતા વડા ;
તે આજે મુજને કળોછ સઘળી જાતીથિ નીચે પડ્યા;
દાઝેછે મુજ છાતડી નિરખિ આ આંખે વહે આંસુડા ;
કો હાવે નવ થાય કેમ સઘળા રોમાંચ મારા ખડા–૧૩૧
દેશી દેશની દાઝ દીલ ધરિને છાંટી દિયો દૂષને,
ગાળો કાળ ન વ્યર્થ આર્ય સઘળો કોંછૂં તમોને હવે,
ખાપુ બંધ કરી હવે વિષયને પ્રાર્થૂ પ્રભૂ પ્રીતથી,
જેની શકિત વના ન ઝાડ દળેરે હાલે મેરો ન્રેમથી–૧૩૨

દોહરો.

સર્વ સ્થાઇ સર્વજ્ઞજે, જે કાપક ભવ ફંદ ;
વંદૂ તે અવીનાશના, ચાહી ચરણ અરવિંદ–૧૩૩

---

[1]ભયંકર. [2]ગરમ.

હરીગીત છંદ.

મુજ અલ્પમતી કૃતકવન જે આ મંડળે વાચ્યું સહી,
તે શ્રવણ કરવા શેઠ સઘળા આવીયા સાદર અહીં,
તે માટ હું સૌ શેઠના ઉપકારને માથે ધરી,
ઇચ્છું કપોળ તણી સભા રેજો જુગો જુગમાં ઠરી-૧૨૪

સમાપ્ત.

---

કપોળ સુભેચ્છક સભામાં વાંચેલી પ્રભુ પ્રાર્થનાઓ.

પદ.

ત્રજયનો બંધ.

(ખલકનારે ખુદા ખાવંદ—એ રાહ.)

પ્રભુ તારી ગતી ન્યારી,
કળી શકે ન ધી મારી—પ્રભૂ
કૃત્યો તારા એવા અદ્ભૂત,
વિચારે થાકીઃ હું દીગમૂઢ—પ્રભૂ
જનો કરા સુખોને માટ,
ચારૂ ચિજો કરી તેં તાત—પ્રભૂ
વાયૂ વારી વન્હિ વીધ્યૂત,
અને આકાશ હે અચૂત–પ્રભૂ
બધીએ છે કૃતી તારી,
નમું નેહે નરિકારી—પ્રભૂ

ગીતી.

દુખ દળતા અઘ હરતા, અકળિત કળતા કરો વિમળ વાણુ,
પ્રભુજી પ્રારથું તમને, પામર 'પ્રેમ' હું જોડીને પાણ—૧૩૬
સૂદ પક્ષનો ઇંદુ, દીન દિન પ્રતે કરે કળા વધતી,
તેમ કપોળ સુભેચ્છક, સભાનિ ત્રાતા કરો કળા ચઢતી-૧૩૭

પદ.

(વાદળ ફાટવા માંડયું હવે છે—એ રાહ.)

હે દીન દયાળ જગત પ્રતી પાળ,
પામર પ્રેમની લેને સંભાળ—હે દીન.
અજ્ઞાન છું હૂં નથી કાંઇ ભાન,
તાર ભવાબ્ધિથિ હે ભગવાન—હે દીન.
આ સર્વે આર્ય થઇ આંહી ભેળા,

સંપ સજીને ઇચ્છે પૂર્વ વેજા—હે દીન.
બાંધવા ઐક્ય કરેછે વિચાર,
આપી સુમતિને પાર ઉતાર—હે દીન.
નાથ અનાથનો તું પ્રભુ કહાવે,
તું વણ સાહ્ય કરે કુણ હાવે—હે દીન.
તે માટ જાચ્યું જોડી 'પ્રેમ' પાણ,
આર્ય સુસ્થિતિ ગઇ પાછી આણ—હે દીન-૧૩૮

શાર્દૂલ વિક્રીડિત છંદ.

આનંદા અઘ ઓઘ કાપક પ્રભૂ તારી કને રંક હૂં
માગું નાથ અનાથ હાથ મુજના જોડી કરી એટલૂં
પામી ભોજ ભુપાળની જગતમાં કાંતીજ જેવી સભા,
પામો તેમ કપોળ સૂઇચ્છિ સભા કે 'પ્રેમ' તેવી પ્રભા-૧૩૯

પદ.

અકળ કળા અવિનાશ છે તારી,
જાણી શકે ન જરા બુધી મારી—અકળ.
મેળવી પાંચ પરમ વસ્ત સારી,
માનૂષ્ય વસ્તીને વિશ્વે વિસ્તારી—અકળ.
સીત સમીર સૃજ્યો સુખકારી,
પ્રાણીના પ્રાણને રક્ષક વારી—અકળ.
અદભૂત રચના ખરે ઇશ તારી,
વરણવવા તે ગતી કોણ મારી—અકળ
પામર 'પ્રેમ' હું માગું પોકારી,
આર્યની ચઢતી કરો અઘહારી—અકળ.-૧૪૦

શાર્દૂલ વિક્રીડિત છંદ.

જેનાથી ઉપજ્યૂં બધૂં જગત આ જીવેછ જેના થકી,
જાએછે ગમ જેનિ અંત સમયે પામેછ જેને નકી,
એવા જે પરમેશ ઐશ કરતા તેના પ્રિતે પ્રેમ હૂં
આંષ્ટાંગે ચરણારવીંદ પ્રણમી આર્યોનતી માગું છૂં-૧૪૧

દોહરો.

અલ્પ મતી અજ્ઞાન હું, કરૂં અપરાધ અગાધ,
દયા સીંધુ દિનદાસના, ક્ષમા કરો અપરાધ-૧૪૨

સમાપ્ત.

## અગાઊથી આશ્રય આપવા સારૂ "કપોળ સુભેચ્છક સભામાં" અને બીજા મિત્રો તરફથી થયેલા ઘરાકોનાં નામની ટીપ.

---

### કપોળ સદગૃહસ્થો

| નકલ. | નામ. |
|---|---|
| | **મુંબઈ** |
| ૫૦ | શેઠ વિશ્રામ નાનજી સભાના પ્રમુખ. |
| ૨૫ | ,, નગીનદાસ લાલદાસ સભાના મંત્રી |
| ૨૫ | ,, રામદાસ તુલજારામ |
| ૨૫ | ,, ઓધવજી હેમરાજ |
| ૧૦ | ,, એક કપોળ સદગૃહસ્થ |
| ૧૦ | ,, નારાણદાસ પ્રાણજીવનદાસ |
| ૧૦ | ,, ત્રીભોવનદાસ કાળાભાઇ |
| ૧૦ | ,, ત્રંબકલાલ ત્રીભોવનદાસ |
| ૧૦ | ,, ભગવાનલાલ કેશવલાલ |
| ૧૦ | ,, હરજીવન જસમત |
| ૧૦ | ,, કલ્યાણદાસ વીઠલ |
| ૧૦ | ,, છગનલાલ વાલજી |
| ૫ | ,, રણછોડદાસ બાપુભાઇ |
| ૫ | ,, ગોપાલદાસ સુંદરજી |
| ૫ | ,, ગોવિંદજી ગોબર |
| ૫ | ,, વલભદાસ વનમાળી |
| ૫ | ,, ગીરધરલાલ ગોપાલજી ભૂતા |
| ૫ | શેઠ પરશોતમ તથા મોતીરામ માધવજી |
| ૫ | ,, વનમાલી લાલજી |
| ૫ | ,, જગજીવન રૂઘનાથ |
| ૫ | ,, નરસીદાસ કેશવજી |
| ૫ | ,, ભાઇચંદ પરશોતમ |
| ૫ | ,, હરજીવન ધારશી |
| ૫ | ,, હરગોવિંદ નથુ |
| ૫ | ,, ભાઇચંદ કેશવજી |
| ૨ | ,, કેશવલાલ માધવદાસ |
| ૨ | ,, દેવીદાસ મુલજી |
| ૨ | ,, જીવણ સુંદરજી |
| ૨ | ,, ભગવાનદાસ ગોવરધનદાસ |
| ૨ | ,, જીવણદાસ પરભુદાસ |
| ૨ | ,, કાનજી નારાણ |
| ૨ | ,, કબા હરી |
| ૨ | ,, ભાણજી વીશ્રામ |
| ૨ | ,, ત્રીભોવનદાસ નાગરદાસ |
| ૧ | ,, તલસીદાસ જસરાજ વૈદ |
| ૧ | ,, વંદ્રાવન જીવરાજ |
| ૧ | ,, ગોપાલદાસ લાલદાસ મેતા |

### પરજ્ઞાતિના શેઠો.

| નકલ. | નામ. |
|---|---|
| ૧૫ | ,, ચુનીલાલ લલુભાઇ |
| ૧૦ | એક સદગૃસ્થ, હા. ચુનીલાલ |
| ૧૦ | શેઠ વસનજી ગોવિંદજી |
| ૧૦ | ,, નવરોજજી દાદાભાઇ મોદી |
| ૧૦ | શેઠ અરદેસર પેસતનજી વાડીઆ |
| ૧૦ | ,, ગોવિંદ વીશરામ સ્કૂલ હેડ [illegible] |

૫ શેઠ મથુરાદાસ લવજી
૫ ,, સુંદર વર્મ પ્રેમ વર્મ
૫ ,, લલુભાઇ બાલમુકુન્દદાસ મુનીમ
૫ ,, હરીલાલ અંબાઇદાસ
૫ ,, જમશેદજી શાપુરજી ઘાટીગરા
૫ ,, ગોપીનાથ ભાઉ
૨ ,, જીવણ કાનજી
૨ ,, જીવણ હંસરાજ
૨ ,, પ્રાણજીવન વિશ્રામ
૨ ,, હરીદાસ નથુભાઇ
૨ ,, પરશોતમ કલ્યાણજી
૧ ,, હરીદાસ ગોપાલજી

**લીંબડી**

૧૦ શેઠ મુલજી આનંદજી ચપ્પર

**કુતીઆણા.**

૧ ,, શેઠ આનંદજી વાલજી રાજગર

૧ બાઇ મો... જી કન્યા શાળા... મેતાજી

**માધવપુર**

૧ શેઠ દુલભજી જગનનાથ પંકસીનેટર

**વાંસાવડ.**

૧ શેઠ રાજારામ વિ. ગોપાળજી પંડયા

**ખરવાસા.**

૧ ,, ભીખાભાઇ કુંવરજી દેસાઇ

**સલાયા.**

૧ ,, લાલજી વિ. હીરજી
૧ ,, દેવરામ વિ. કાલીદાસ

**ખંભાલીઆ.**

૧ શેઠ જયશંકર આનંદજી જાની
૧ ,, જગજીવન દયારામ પંડયા
૧ ,, ડાહ્યા મકનજી સંઘાર

## શુધ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૧, ૫, ૨૬ | આરય | આર્ય |
| ૫ | ૯ | પત્નીં | પત્ની |
| ૫ | ૧૪ | ચૈંાવ | ચાૈંવ |
| ૬ | ૨ | લેટી | લેડી |
| ૬ | ૧૧ | આરય | આર્ય |
| ૬ | ૫ | વિધંસક | વિધવંસક |
| ૮ | ૭ | ભિંતર | ભિતર |
| ૮ | ૮, ૯, ૧૯, ૩૦ | આરય | આર્ય |
| ૧૩ | ૧૩ | તલ્ય | તુલ્ય |
| ૨૦ | ૨૩ | સેખી | સેવી |
| ૨૧ | ૨૯ | ચપ | ચૂપ |
| ૨૨ | ૭ | સુખદાણા | સુખદાણ |

આ ચોપડીમાં નજર દોષ રહી જવાને લીધે ઉપલું શુધ્ધિ પત્ર આપવાની જરૂર પડીછે.